મા… …ચિદાનંદજી મહારાજ પાસે ગવાતાં ભજન.

શ્રી ગણેશાય નમઃ 170

# લવ… …ની પ્રસિદ્ધ

- કરેલી -

## રણછોડજીમાં ગવાતી આરતીઓ તથા થાળો તથા વસંતમાં ગવાતી હોળીઓ તથા પરભાતીઆં.



છપાવી પ્રસિદ્ધ કરનાર,

પંચાલ ઉર્ફે લવાર પરસોતમદાસ બુલાખીદાસ

ઠે. રાયપુર ભાઉની પોળ સામે—અમદાવાદ.

આવૃત્તિ બીજી   પ્રત ૨૦૦૦

મીતી વિક્રમ સંવત ૧૯૮૫ ના વૈશાખ.

કીંમત રૂ. ૦-૧-૦

# જયશ્રીકૃષ્ણ

સહવારમા ઉઠીને સ્નાન કરતી વખતે આ જે નીચે જેહચે લખી છે તે બોલતા બોલતા સ્નાન કરવાથી ઘણા તીરથનું ફળ મળશે.

ગંગા મૈયાકી જે, ભાગીરથી ગંગાકી જે;
જુમના મૈયાકી જે, વાત્રક ગંગાકી જે;
સરસ્વતી માતકી જે, કૃષ્ણ ગંગાકી જે;
ગોદાવરી માતકી જે, તાપી ગંગાકી જે;
ભાગીરથી માતકી જે, ગઉમુખી ગંગાકી જે;
નર્મદા માતકી જે, ફલ્ગુ ગંગાકી જે;
કાવેરી માતકી જે, મહીસાગર ગંગાકી જે;
ગંગોદરી માતકી જે, જાહ્નવી ગંગાકી જે;
ગઉતમી ગંગાકી જે, વીસરામ ઘાટકી જે;
સરજુ ગંગાકી જે, મણીકંકણ ઘાટકી જે;
સાબરમતી ગંગાકી જે, હરીચંદ્ર ઘાટકી જે;
વઈતરણી ગંગાકી જે, રામ ઘાટકી જે;
મહી ગંગાકી જે, સીતા ઘાટકી જે;
જ્ઞાન ગંગાકી જે, દામોદર કુંડકી જે;
બનારસ ગંગાકી જે, સાત સમુદરકી જે;
કેસરી ગંગાકી જે, સદ્ગુરુ દેવકી જે;

---

અમદાવાદ—ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

આ ફોટો લવાર





આ ફોટો ચોપડીઓવાળા લવાર ભક્તનો છે. તે અજાણ્યા માણસને ભજનનો રાગ ના બેસતો હોય તેને ઓળખાણુ માટે મુકયો છે. અથવા ઘણા માણસો મને માહાતમા અથવા બ્રાહ્મણુ જાણીને મને પગે લાગતા હતા તેથી મુકયો છે. પણ હું તો સર્વનો દાસ છું. આ ચોપડીઓમાં કાંઈ ભુલચુક હોય તો માફ કરજો.

## દુહો.

ઢોર ઘડતાં મનુષ્ય ઘડયો,
ભુલ્યો શિંગ ને પુછ;
તુલસી હરી ભક્તિ વીના,
ધીક ડાઢી ધીક મુછ.

—સીયાવર રામચંદ્રકી જય.

સતગુરૂ મોક્ષમંદિર પ્રતાપ

# લવાર ભક્તની પ્રસિદ્ધ કરેલી રણુછોડજીમાં ગવાતી મંગળા આરતી તથા થાળો તથા વસંતમાં ગવાતી હોળીઓ તથા પરભાતીઓ.

---

## મંગળા આરતી ૧ લી.

રસભીના રાય રણુછોડ વસો મારા રૂદીયામાં
સુખ સાગર શ્રી રણુછોડ વસો મારા રૂદીયામાં
પ્રાતઃ સમે પ્રભુનુ મુખ નીરખી આનંદ ઉર ન સમાયરે,
સુર નર મુનીવર વેદ વખાણે નારદ સારદ ગાય. વસો,
કોટી ચંદ્ર છબી મુખપર વારી અકળીત રૂપ અપાર રે;
મંગળ રૂપ મનોહર દીસે સેવક સુખ ભંડાર. વસો.
તાલ મૃદંગ વિણા રસ વાગે મુખ મોરલી ઘમઘોર રે;
પ્રેમ કરીને પદરજ વંદુ કોટી ચંદ્ર ચકોર. વસો.
કંચન થાળ કપુર ભરી મહી પાંચે જોત પ્રકાશરે;
આરતી ઉતારૂ મારા અલબેલાની રાધા રમણુ વિલાસ વસો.
અષ્ટેમાં સીદ્ધી આગળ ઉભી મુક્તિ રહી કર જોડરે;
પ્રાણુજીવન પરષોતમ સ્વામી, રાજકરો રણુછોડ, વસો.

## આરતી ૨ જી.

મારે દીવાળી થઈ છે આજ હરીમુખ જોવાને;
મારાં સરીયાં સઘળાં કાજ ભવ દુઃખ ખેવાને....મારે૦
આજ દીવાળી કાલ દીવાળી, હરી જોયા મેં ન્યાળીરે,
કમળની મુખપર વારી વીઠલા આંખલડી થાય ટાઢી આજ મારે૦
રૂદે કમળમાં જુવો ન્યાળી, વસે કનઇઓ લાલરે,
ચરણે નમુ મારા રાય રણુછોડને.
સોના થાળી મે અજવાળી મહીં ભર્યો કપુરરે,
આરતી ઉતારૂં મારા અલબેલાની રવી ઉગમતે સુર; આજ.
સાવ સોનનો સુરજ ઉગ્યો, દુધડે વરસ્યા મેઘરે,
રામ કૃષ્ણ પ્રભુ અટલું માગુ સેવાને અર્થે દેહ, આજ,

---

## આરતી ૩ જી.

જે રણછોડરાયા જે રણછોડરાયા,
આરતી કીજે મહારાજાની લોપે નત્ર માયા જે રણછોડ. ટેક
મોર મુગટ શીરછત્ર બીરાજે મણી માણેક ઝળકે; જોને મણી
પુષ્પ બહુ મુક્તાના તોરા ચરણ સુધી લળકે જે રણછોડ
પાઘ કસુંબી ઝીણુા સરબંધ છોગાં બહુ ધરીયાં (૨)
તીલક લલાટે હીરા માણેક મોતી બહુ ભરીયાં જે રણછોડ

કેસર આડ મકરાકૃત કુંડળ હથી સુવ બેઊ જડીયાં (૨)
એક કટાક્ષે ભ્રગુટી કેરાં ત્રણ ભુવન ઘડીયાં જે રણછોડ
અમુલ્ય વરની આંખલડીને ધર્યું ચુંબક ગાલે (૨)
મુખારવિંદ તણી શી શોભા કેસર છે ભાલે. જે રણછોડ
અમુલ્ય હીરો હોઠ બીરાજે સ્ફાટીક રવી ચળકે (૨)
કૌસ્તુભ મણી કંઠમાં ઓપે માળા બહુ લળકે જે રણછોડ
અનેક આભુષણ રત્ન હીમના પુષ્પતણી માળા (૨)
તુલસી હાર ચઢાવે પ્રભુને તે જન બહુ વાલા, જે રણછોડ
જરકસી જામો અંગે સોહીએ વીધ વીધ બહુ ભાતે (૨)
ઈંદ્રાદીક બ્રહ્માદીક સર્વે સ્તુતિ કરે ખાંતે. જે રણછોડ
ચતુર્ભુજ પુરૂષોતમ પુરણ અવિનાશી નામે, (૨)
શંખ ચક્ર ગદા પદ્મ બિરાજે બેઉ દક્ષિણ વામે. જે રણછોડ
છબી વાંસલી નેપુર ઓપે નટવર ને વેશે (૨)
ગોપ થઇને ગાયો ચારી ગોપી રૂમ્યા રાસે જે રણછોડ
કટી મેખલા પીતાંબર ઉપર બાંધ્યો છે પટકો; (૨)
દીનોનાથ દીસે છે દયાળુ અજબ બન્યો લટકો. જે રણછોડ
ચરણ કમળને આનંદ સાગર, સેવક સુખકારી; (૨)
જે જન આવી નીરખે પ્રભુને દુ:ખ કાપે ભારી જે રણછોડ
જે પ્રભુ આપ અનાથના નાથ તે ડંકપુર વાશી (૨)
ડાકોર નાથ થઇને બીરાજે પોતે અવીનાશી. જે રણછોડ

આઠ શીખર ગોડીખર ઉપર ચોઘડીયાં વાગે (૨)
નોબત શબ્દ સુણે જે પ્રાણી દુઃખ તેનાં ભાગે, જે રણછોડ
દરશન દીનાનાથ દયાળુનાં જે આવી કરશે (૨)
કોટી જનમનાં પાતિક સઘળાં તે પળમાં હરશે. જે રણછોડ
આરતી આ પુરૂષોતમ કેરી પ્રેમ ધરીને ગાશે (૨)
સુખ સંપત પામી તે પ્રાણી વઈકુંઠે જાશે. જે રણછોડ

---

## આરતી ૪ થી.

કમળ નયન શ્રી પતી પુરષોતમ પ્યારા (૨) પ્રભુ
નટવર નંદ દુલારા (૨) જય જય રઢીઆળા
જય રાધા રમણા જય રાધા રમણા પ્રભુ
કુંજ બીહારી દયાળુ, (૨) જય પાતક હરણા–જય રાધા
સત્ર ફેણ રાજુ ત્રીભુવન ત્રીપુરારી (૨) પ્રભુ
શ્રી ધારી મોરારી (૨) જય મોરલી વાળા—જય રાધા
ગોવરધન તોળ્યો ગોકુળને તારી (૨) પ્રભુ
ઇંદ્રનો ગર્વ ઉતાર્યો (૨) જય જય ગીરધારી–જય રાધા
શ્રી રણછોડરાયા મોહન વનમાળી (૨) પ્રભુ
મન મંદીરમાં વસીયા [૨] વસતા સુખકારી–જય રાધા

---

## આરતી ૫ મી.

ઉતારો આરતી શ્રીકૃષ્ણ ઘેર આવ્યા
માતા જશોદા કુંવર કાન ઘેર આવ્યા ઉતારો૦
હરખને હુલામણે શામળીયો ઘેર આવ્યા. ઉતારો૦
જીણે જીણે ચોખલીએ ને મોતીડે વધાવ્યા,
ઉતારો આરતી શ્રીકૃષ્ણ ઘેર આવ્યા.

**જેને ઓછી આરતી ગાવી હોય તેને ઉપર પ્રમાણે ગાવી ને જો વધારે ગાવી હોય તેને નીચેની લીટીઓ ગાવી.**

ધન્ય કરી ધનવંતો કીધો જોર કરીને ચક્ર ભોસાર્યો
જળ મટોડી પરણ્યા નારી જે જે કાર વરતાવ્યો ઉતારો૦
દાઢરૂપે લઈ દઇત સંહાર્યા, ભક્તજનોના ફેળા ટાળ્યા
ચરણકમળની હું બલીહાળી નામ લેતાં વૈકુંઠ ધારી—ઉતારો
નરસીંહ રૂપે નખ વધારી, હીરણાકશ્યપને હાથે માર્યો
પ્રલાદને પોતાના કીધા, અગનીથી ઉગાર્યા—ઉતારો.
વામન રૂપે પોતે પ્રગટયા, બળીરાજાને દ્વાર આવ્યા
શુક્રાચાર્યે વારીયા, ત્યારે બળી રાજાએ બોલાવ્યા—ઉતારો
ફરશુરામે ફરસી ફેરવી સહસ્રા અરજુનને નાખ્યો મારી
કામદેવની વારે ચડીયા, જે દેવને બોલાવ્યા—ઉતારો

સાતમે તો સહાય કીધી, પાણી ઉપર પાળ બાંધી
ગઢ લંકાના કોટ તોડયા, દસ મુસ્તકનો રાવણ માર્યો
વીભીક્ષણને રાજ આપ્યું, સીતા વારી લાવ્યા—ઉતારો
આઠમે તો આય કીધી કમળાકેરી કાંધ લીધી
પાતાળે જઈ નાગ નાથ્યા, નાગણોને દરસન દીધા
કમળા ભાળો લાવ્યા—ઉતારો.
નોમે તો નૃત્ય કરીને સમરણ રૂપે આવ્યા
આપે આસન વાળીયા તો ચૌદ ભુવનના નાથ—ઉતારો
દસમે તો દયા કરીને કલંકી અવતરીયા
આ યમરાજા કાયમ રાજા મેતા નરસઇએ ગુણ ગાયા
—ઉતારો.

---

## આરતી ૬ ઠી.

આનંદ મંગળ કરૂ આરતી હરી ગુરૂ સંતની સેવા
પ્રેમ કરીને મંદીર પધરાવું, સુંદીર સુખડાં લેવા—આનંદ
સકળ તીરથ મારા સતગુરૂ ચરણે ગંગા જુમના રેવા—આનંદ
સંત મળે તો મહાસુખ થાયે, ગુરૂજી મળે તો મેવા—આનંદ
કહે પ્રીતમ ઓળખો અણુસારે, સતગુરૂ ગોવીંદ જેવા
—આનંદ૦

---

# આરતી ૭ મી

જય દેવ જય દેવ જય હરીહરા
ગંગાધર ગીરજાધર (૨) ઈશ્વર ઓમ્કારા
હર હર હર મહાદેવ ( ટેક )
વાગાંબર પીતાંબર શીવ શ્યામે પેર્યાં પ્રભુ
કમળ નયન કેશવને (૨) શીવને ત્રી નયના—હરહર.
નંદી વાહન ખગ વાહન, શીવ ચક્ર ત્રીશુળ ધારી
ત્રીપુરારી મોરારી (૨) જય કમળા ધારી—હરહર
વઇકુંઠે વસે વીસંભર, શીવજી કૈલાસે
હરી કાળા હર ગોરા. (૨) તે તેને ધ્યાને-હર હર.
રામની ખાંધે ધનુષ્ય, શીવ ખાંધે ઝોળી
રામને રીંછ વાનર (૨) શીવને ભૂત ટોળી—હર હર.
ચંદન ચડે ત્રીકમને, શીવને હર ભસ્માંગ
રામે રૂદીએ રાખ્યા. (૨) શીવને અરધાંગે-હર હર.
કૌસ્તુભમણી કેશવને, શીવને રૂઢમાળા
મુક્તાફળ મોહનને (૨) શીવને સર્પ કાળા હર હર.
કેવડો વાલો કેસવને, શીવને ધંતુરો
ત્રીકમને વાલાં તુળશી [૨] શીવને બીલીપત્ર-હર હર
લક્ષ્મી વર ઉમીયા વર શંકર શામળીયા
હરી હર નટવર સ્વામી. (૨) એકાંતે મળીયા-હર હર

મોહનને મહાદેવ જો સુંદર ગાસે,
હરી હરના ગુણ ગાતાં. [૨] હરી ચરણે જાસે-હર હર
એ બે એક સ્વરૂપ અંતર નવ ધરશો,
ભોળા ભુદરને ભજતાં. (૨) ભવ સાગર તરશો-હર હર
હરી હરાની આરતી જે કોઇ ગાશે,
ભણે શ્રીવાનંદ સ્વામી, (૨) મંન વાંછીત થાસે-
કૈલાસે જાસે—હર હર.

---

## થાળ ૧

લાવી લાવી લટકાન્તી વ્રીજનારી કે મેવા લાવે મીઠડારે લોલ
વ્હાલા માહરા સંસારમાં એક સાર કે જેણે હરી દીઠડારે લોલ
વ્હાલા માહારા રંક તણે ઘેર આવો કે શીળ સ્વભાવનારે લોલ
વ્હાલા માહારા તુલસીના પત્રે ધરાવું કે ભુખ્યા હરી ભાવનારે લોલ
વ્હાલા માહારા આવ્યા વીદુરને ઘેર કે ભાજી ચાખવારે લોલ
વ્હાલા માહારા લાડુ ને કંસાર, જલેબી ઝુલતીરે લોલ
વ્હાલા માહારા પેડા ને પકવાન, પતાસાં પ્રેમનારે લોલ
વ્હાલા માહારાં જળ જુમનાની ભરી ઝારી કે આછમન
લીજીયેરે લોલ
વ્હાલા માહરા બીડલે બાસઠ પાન કે તાંબુલ લીજીયેરે લોલ
વ્હાલા લવીંગ સોપારીને એલચીકે મુખવાસકીજીયેરે લોલ
વ્હાલા માહારા હરીજન ભાવથી માગે કે ભકિત દીજીએરે લોલ

---

## થાળ ૨

જીવણુ આવો જમવાને અમને દરશન દેવાને,
ઓ અલબેલા છેલ છબીલા છોગાળા,
સુંદર બાજઠ ઢાળ્યા છે, કંચન થાળ અજવાળ્યા છે
ઓ અલબેલા છેલ છબીલા છોગાળા
શીરો પુરી ખાજા છે, ઘીઇ ગવરીનાં તાજા છે
ઓ અલબેલા છેલ છબીલા છોગાળા.
તાજી જલેબી લાડુ છે, જમવાનું બહુ સારૂ છે
ઓ અલબેલા છેલ છબીલા છોગાળા,
તળી વાલોળો તાજી છે, વિદુરના ઘરની ભાજી છે
ઓ અલબેલા છેલ છબીલા છોગાળા,
કઢી વડીની કીધી છે, દાળમાં ખોયણી દીધી છે
ઓ અલબેલા છેલ છબીલા છોગાળા.
લીંબુ મરચા કેરા છે, સવરીબઇનાં બોરાં છે
ઓ અલબેલા છેલ છબીલા છોગાળા.
શાકઘણી જાતનાં કીધાં છે, થાળમાં મુકી દીધાં છે,
ઓ અલબેલા છેલ છબીલા છોગાળા.
ભાત કમોદનો કીધો છે, ઘીઇનો દોરો દીધો છે,
ઓ અલબેલા છેલ છબીલા છોગાળા.
થાળ પીરસી તઇયાર કીધો છે, જીવણે પરસાદ લીધો છે

એ અલબેલા છેલ છબીલા છોગાળા,
ખારૂ મોળુ કહેજોને, મીઠુ જોઇએ તો લેજોને,
એ અલબેલા છેલ છબીલા છોગાળા
જુમના જળની ઝારી છે, આછમન મંગળકારી છે,
એ અલબેલા છેલ છબીલા છોગાળા.
મુખવાસ લવીંગ સોપારી છે; પાનની બીડી વાળી છે
એ અલબેલા છેલ છબીલા છોગાળા
ફુલડે સેજ બીછાવી છે, ધન પ્રીતમ બલીહારી છે
એ અલબેલા છેલ છબીલા છોગાળા.

## થાળ ૩

મારા મન ગમતા મહારાજ, માહારે ઘેર આવોને;
હુંતો તલસુ તમારે કાજ, હસીને બોલાવોને, મારે૦
વીલંબ ન કરશો વીઠલારે, આવો અમ ઘેર આજ;
પેરપેરનાં પકવાન પડાવું, હરી ત્રીકમ તમારે કાજ. મારે૦
મનમાં હતું જે માવજીરે, મારે મુખે કહ્યું નવ જાય;
આવી શકાય તો આવજોરે, મારૂં જોતામાં જોબન જાય. મારે૦
આ જોને આંગણીએરે ઉભા, રંગીલા રણુછોડ;
રાધેના સ્વામી પ્રભુ અંતરજામી, વાલે પુર્યા મારા મનના
કોડ—મારે૦

## થાળ ૪

જમો મારા વાલા ચમર ઢોળુ, જમો રાય રણછોડ
ચમર ઢોળુ;
પાતળી પોળી ને ઘીઈમાં ઝબોળુ. જમો મારા૦ ૧
દાળ ભાત હું તો ભાવે પીરસું,
વડાં વેઢમી ને ચુરમારે ચોળુ. જમો મારા૦ ૨
કેરી કલમલડાના લ્યોને અથાણાં,
જુમનાના જળમાં રંગભેર રોળુ. જમો મારા૦ ૩
લવીંગ સોપારી ને એલચી આલું,
પાનનાં બીડાં વારી વારી આલુ. જમો મારા૦ ૪
કલ્યાણના સ્વામીને ઝાઝું શું કહીયે,
ક્યાં તારી સખીઓ ને આ મારૂ ટોરૂ. જમો મારા૦ ૫

---

## થાળ ૫

જમવા પધારો સુંદીર શામળા બનસીધર શ્રી હરી
જમવા આવોને નંદલાલ ઘેર માહરે બઈજીનું સાલ
હુ તો જાવુ તમ પર વારીજી. જમવા૦
શીરો સાકરનો તો કીધો, પીરસીને આગળ દીધો
જોઈએ જેવો તેવો કીધોજી. જમવા૦
લાડુ પુરી ને દુધપાક, કઢી કીધી છુટી વાલની દાળ
પીરસ્યાં પરવરનાં શાકજી. જમવા૦

કેરી કલમલહાનાં અથાણું, રાયતાં ઘણી જાતનાં કીધાં
પાપડ તીખા ને તમતમાજી, જમવા૦
ભાત ત્રણ પંખાળીનો કીધો, ઉપર ઘીઈનો દોરો દીધો,
છુટી સેવો જેવો કીધોજી, જમવા૦
ભરી જુમના જળની ઝારી, આછમાન કરીએ મોરારી,
લઈએ પાન ને સોપારીજી. જમવા૦
થાળ મીરાંબાઈએ ગાયો, ભોજન રૂડી રીતે પાયો,
ગીરધરલાલે આરોગ્યોજી, જમવા૦

---

## થાળ ૬

પ્રેમે કરીને પધારો મારા વાલા, આરોગો અંતરયામીરે;
ભકત આધીન ભગવાન પ્રભુજી, કહું છું હું શીર નામીરે. પ્રેમે
સવરીબઈનાં બોરાં આરોગ્યા, વિદુરની જમીઆ ભાજીરે;
કરમા તે બઈનો ખીચડો આરોગ્યા, છપન ભોગ મેલ્યા ત્યાગીરે—પ્રેમે

સુદામાના તામે તાંદુલ જમીયા, ઓરે ગરૂડાગામીરે;
એવા ભકતોને પ્રેમઆધીન થઇને, જમોછો પોતે માગીરે-પ્રેમે
ધરાયું હોય તે આરોગી લેજો, પ્રભુ છો અંતરજામીરે;
રણછોડદાસની અરજી સ્વીકારો, શામળીયા ગીરધારીરે.-પ્રેમે.

---

## થાળ ૭ મો.

છાનો માનો છેડે આવે માવલા જો,
ઘેર માહરે બઈજીની બીક જો. છાનો૦
બાઈ મીરાંના સ્વામી વહેલા આવજો રે
ઝાંપલીઆમાં જમણે હાથે ઘર જો, છાનો૦
દુધડીઆ લાવું રે ગોરી ગાયનાં જો,
છલાણામાં માગી લાવું ગેંસ જો. છાનો૦
ઝાલર વગાર્યા ઝાઝા તેલમાં જો,
ઉપર આલુ મળીયા રાસા મગ જો, છાનો૦
ફરસા લાગે તો ફેર માગજો જો,
આપડા ખેતરમાં પાકયા ઢગ જો, છાનો૦
બંટી બાવટાનો રામ રોટલો જો,
ટાઢો છે પણ લાગે મીઠો દુધ જો. છાનો૦
ભેળા બેસીને શીરાવશું જો,
હુંતો લળી લળી જોવું તમારૂં મુખ જો. છાનો૦
જળ જુમનાની ઝારી પાન બીડલા જો,
હાથ ધોઇને લેજો મુખવાસજો. છાનો૦
પથારી કરી આલુ પળાળની જો,
ઉપર આલુ ચલાખીની સોઠ જો. છાનો૦
બઈ મીરાંના સ્વામી સુખે પોઢજો જો,
હરીજનને દેજો ભક્તિ દાન જો. છાનો

---

## થાળ ૮ મો.

તુતો હાલને મારે છેતરે, રેહો કરહણીયા
કરહણી આમને દરહન દેજે, આરની રહીછુ તાચીજો
તારેને માહારે હગપણ સાચુ, એતો જાણે જસોદા કાચી
રેહો કરહણીઆ.
જાહકજીનો મેતો ખીચડોરાંધ્યો, અને મઠ ચોરો મહી
નાછયો જો
આપણુ બેજણુ ભેળા બેહી ખાઈ હું. ઓલ્યા છોકડાં
ઉડાડસે માંખ્યોરે હો કરહણીઆ,
મારા છેતરમાં બોરડી પાચી, અને તેનાતે મીઠા બોરાજો
આપણુ બે જણા વેડી વેણી ખાઈહું, ઓલ્યા છોરૂ તે ચારે
ઢોરારે હો કરહણીઆ.
સામા સેતરમાં કારંગડી પાચી, તેની તો લાંબી લીબી લુંબોજો
ઇના છેતરમાં છાનો માનો આવજે, નેરછે ને પાડતો ખુમોરે
હો કરહણીઆ.
નવા તે ઘઉંનો મેતો પુખજ પાડયો, ને માળાની હેઠે
મુચ્યો જો,
કરહચાણીયા મેં તારાજ માટે હળવે રહીને કુચ્યોરે
હો કરહણીઆ,
કરહણીયા મને હેત રાખીને દાડી દાડી દરહન દેજે
નરસઈનાસ્વામી વહેલો પધારજે, જે જોઈ એતો માગી
લેજેરે હો કરહણીયા.

---

## થાળ ૯

કર ઉઠે હો ભઈયા ભોજન, કર ઉઠે હો ભઈયા
હસ્ત પખાળી શુદ્ધ આછમન લીનો, બીડી લેત કનૈયા. ભો.
માત જશોદા કરત આરતી, પુની પુની લેત બલેયા. ભો.
પરમાનંદ દાસકો ઠાકોર, આંગણે ખેલે કનૈયા ભો.

---

## થાળ ૧૦ મો જમી ઉઠયા પછી

લેતે જાને રે શામળીયા બીડી પાન પાનકી (૨)
બીડી પાન પાનકી દીલોજાન જાનકી. —લેતે જાને
કાથોને ચુનો રામા લવીંગ સોપારી
બીડી બની છે નાગર પાન પાનકી —લેતે જાને
વંદ્રાવનમાં રાસ રચ્યો છે
જોડી બની છે રાધે શામ શામકી —લેતે જાને
હમ તુમ મીલ કર ચોપટ ખેલે
બાજી બની છે દીન જાન જાનકી —લેતે જાને
ચંદ્ર સખી ભજે બાળ કૃષ્ણકું
જોડી બની છે રાધે સ્યામ સ્યામકી —લેતે જાને

---

# હોળીનાં પદો.

## પદ ૧ લું.

નંદ જશોદાને મંદીર ઓછવ વસંત પંચમી કેરો,
ગોપી ગોવાળ સૌ સાથ મળીને દરશન કરવા હીંડો, નંદ
અતર અરગજા કુમકુમ કેસર અબીલ ગુલાલ મહી મેલો નંદ
જાત જાતના ફુલ ભરીને અંગે એને વધાવા હીંડો નંદ
વસંત વરને વધાવીને મનમાં આનંદ વાધ્યો અનેરો નંદ
દાસ ખુલાખી કહે દરસન કરીને પરદક્ષણા સૌ ફરો નંદ

## પદ ૨ જું

સખણા રહેજો આજ અલબેલા૦ તમે કાલે ગયા છો છાંટી, સખ
અબળા સાથે આજ અલબેલા૦ સુ જાસો જીવણુ ખાંટી. સખ
ગાળો ખાશો આજ અલબેલા૦ તમે જો પીચકારી મારી, સખ
અબીલ ગુલાલે આજ અલબેલા૦ હુંતો મોહન મુખડું માંજુ. સખ
કાજળ લાવું આજ અલબેલા૦ હું તો આંખ્ય તમારી આંજુ. સખ
એકસુ બોલો આજ અલબેલા૦ નહીં રહુ શામળીયા સાંખી સખ
પાલવ મેલો આજ અલબેલા૦ મને મારગ જાવા દીજે, સખ
દાસનાના ને આજ અલબેલા૦ ઘેર આવી દરસન દેજો. સખ

## પદ ૩ જું

આવો રંગીલી હોળી રમવાને,
શામળીઆની સંગ રે—રમવાને૦
રંગ લીધા ઘોળી રે રમવાને,
મારા વાલાની સંગરે રમવાને-આવો.
પહેર્યાં ચરણા ને ચોળીરે રમવાને
અલબેલાની સંગરે રમવાને—આવો૦
સજીઆ સણગાર રે રમવાને,
મહી નવલંગી નારરે રમવાને-આવો૦
ઓઢણીઆ ઓઢયા રે રમવાને
થાય થોડા થોડા રે રમવાને-આવો૦
કેસુડાં ઘોળી રે રમવાને
ભર્યાં ગગરાને ઘોળીરે રમવાને-આવો૦
ચાલી સહીયર સમાણી રે રમવાને
મહી રાધીકા રાણીરે રમવાને-આવો૦
ગુણી ગાય છે ગીત રે રમવાને
જેની પ્રભુ સાથે પ્રીતરે રમવાને-આવો૦
ઉલટ વાધ્યો છે અંગ રે રમવાને
શામળીઆની સંગરે રમવાને—આવો૦
ચાલી વંદ્રા તે વન રે રમવાને
મળ્યા જુવતીના જનરે રમવાને-આવો૦
દડા પુલના હાથ રે રમવાને
મહી સખી રૂઘનાથરે રમવાને-આવો૦

---

## પદ ૪ થું.

આતે આતે શું કહેવાય લાલ લોકડીઆ દેખે છે.
મારી આંખ્યોમાં ભર્યો ગુલાલ લોકડીઆ દેખે છે, આતે
આડે દહાડે જોર ના ફાવ્યું આજ હોળીનું ટાણું.
ઘણા દીવસની રીસ ગુંજની આજ ઉકેલી જાણું. લાલ
જે કહેશો તે હા છે હવે ના માનુ તે ચુકી.
ઓરા આવો કહુ કાનમાં મારા સંમ દો મુકી, લાલ
શું કરૂં હું આવી સાંકડે મારૂ જોર ન ફાવ્યું,
દયા પ્રીતમને કાયર કરીને તોબા ખત લખાવ્યું. લાલ

---

## પદ ૫ મું

દેખો રઘુવર રંગ ઉડાવે એતો, શીયા જાનકી ભર,
ભર લાવે૦ દેખો રઘુ (ટેક
સીતારામ લક્ષમણ ભરત શત્રુઘ્ન, હનુમાન ચમર
ઢોળાવે૦ દેખો રઘુ૦
ચુવા ચુવા ચંદન ઓર અરગજા; કેસર માટ
ઢોળાવે૦ દેખો રઘુ૦
ઉડત ગુલાલ લાલ ભએ બાદલ, રંગકે ભર ન
પુવારે૦ દેખો રઘુ૦
તુલસીદાસ પ્રભુ છબી નીરખે, હરખ નીરખ
ગુણ ગાવે૦ દેખો રઘુ૦

---

# મારવાડી હોળીમાં ગાય છે તે રાગમાં ગવાસે

જોગી દવારે આયા નંદ ઘેર જોગી દ્વારે આયા હો ( ટેક )
ગઢ પરવત સે ચલ્યા દિગંબર મથુરા નગરીમાં આયા હો
નંદરાય કો મેહેલ પુછકર દ્વાવારે ધુની લગાયા હો–જોગી
વાઘાબર પીતાંબર સોચે શીષ સેશનાગ લપટાયો હો–જોગી
માથે ઉસકો તીલક ચંદ્રમાં જોગી જટા બધાયા હો–જોગી
ખટર ખટર ગલે રૂઢકી માળા ફટર ફટર મ્રગ છાલા હો
ભચર ભચર બાવો ભાંગચ બાવે અજબ રૂપધરી આયા હો
લે ભીક્ષાની કશી નંદરાણી મોતીચન થાળ પુરાયા હો–જોગી
લે ભીક્ષા જોગી જાવો આસનપર મેરા ગોપાલ ડરાયા હો–જોગી
નાચાઇએ તેરિ દુનીયા દોલત નહી ન માલ ખજાના હો–જોગી
તેરા બાલક કા દરસન કરના મેરા ગુરૂને બતલાયા હો–જોગી
લઈ આવો અપને બાલકકું સંભુ દરશને આયા હો–જોગી
બાલક લે નીકસી નંદરાણી કરી અંચનકી છાયા હો–જોગી
પાંચ બેર પર કમા કીધી સૃંગી નાદ બજાયા હો–જોગી
ચરણુ ધોઇ ચરણામતલીધાં શંભુ દરશન પાયા હો–જોગી
ધન નંદજી ધન જશોદા ધન એ બાલક પાયા હો–જોગી
તીન લોકકે નાથ શ્રીકૃષ્ણુજી સુરદાસ જસ ગાયા હો–જોગી

---

## પદ ૬ ઠું

હોળી ખેલે કે વ્રજમાં નંદલાલા
નંદલાલા મોહનલાલા ગીરધરલાલારે
હો. હો. હોરી ખેલે, (ટેક)
ગ્વાલણુ કે સંગ શામ બીરાજે હો હો
શામકી સંગે વ્રજલાલા. હોરી
તાલ પખાજ બજાવે બંસરી બજાવે બંસરી
હો હો ડફ ઢોલ ઝાંઝરકીર તાલા. હોરી
ચુવા ચુવા ચંદન ઓર અરગજા ઓર અરગજા
હો હો અત્તર અરગજા ભર પ્યાલા. હોરી
સુનકર સખીયનકું ઘેર્યો સખીયનકું ઘેર્યો
હો હો જાન ન પાવે કાન કાળા. હોરી
સબ સખીયન મળી ખેલન આવી ખેલન આવી
હો હો ભાગ ગએ સબ ગોવાળા હોરી
ચોદશથી પીચકારી પડે પીચકારી પડે રે
હો હો માર પડે અબીલ ગુલાલ. હોરી
દાસ નાનો કહે નંદ સલુણા હો હો
નીરખ છબી આનંદ ભયો. હોરી

## પદ ૭ મું

પીચકારી મને નવ મારશો નવ મારશો હો
નંદલાલરે. પીચકારી
માહારે માથે છે પાણીનું બેડલું મારી કેઢ છે
નાનેરૂ બાળરે. પીચકારી
મારૂ પાણીનું બેડલું ફુટશે મારી ટુટશે
મોતીની માળરે. પીચકારી
ચાલ મુકી ચતુરા રહો વેગળા મારા મુખડાની
ખાસો ગાંળરે. પીચકારી
મુખમાં જોને આંજો આંખડી બળવંતના
બાંધોને હાથરે. પીચકારી
લો અબીલ ગુલાલ ગોળા ભરી જઇ આપોને
નંદલાલરે પીચકારી
રૂગનાથના સ્વામી શામળા તમે વેગળા
અહીંથી જાવોરે. પીચકારી

## પદ ૮ મું

શામરે મતડારો પીચકારી મતડારો
ભરજાહશે રહીએ.
હજુ મેં બાળકુંવારી તુમ હો નીરલજમેં
નહી એસી,
સુખ દેવુગી ગાળી ફજેતી હોયગી તુમારી. શામરે

પરનારી કો પાલવ પકડયો મોહન મનમાં વીચારી,
માત પીતા તેરે વૃદ્ધ ભયે હે રાજ કંસકો ભારી.
કાના મેં કહુંગી વીસ્તારી શામરે

એસી હોસ જો હોવે મનમાં તો પરણો
નૌતમ નારી
જાને પઠાવો જસોદા માઇકું હજુ મેં બાળ કુંવારી
ઢુંડત વર માત હમારી શામરે

ખેંચલીયો મેરી નવરંગ ચુંદડી જીવણુ જોરશે ભારી
સુરદાસ પ્રભુ તીહારે મીલનકું આવ્ય મીલી વ્રજનારી
પીતાંબર લીયો ઉતારી, શામરે

---

## પ્રભાત ૧.

### જયરામ.

જાગોને જશોદાના જીવણ વાણેલા વાયા,
વાહાણેલા વાયારે વહાલા મારા વાણેલા વાયા
તમારે ઓસીકે માહરા ચીર ચંપાયા— જાગોને.
પાસુરે મરડો તો વહાલા ચીર લઉ તાણી
સરખી સમાણી સઈયરો સાથે જાવું છે પાણી—જાગોને
પંખીડા બોલેરે વહાલાં રજની રહી થોડી,
સેજલડીથી ઉઠો વહાલા આળસડા મોડી—જાગોને.
સાદડી પાડુ તો વાહાલા લોકડીઆ જાગે.
અંગુઠો મરડુ તો પગના ઘુઘરા ગાજે—જાગોને.
સાસુડી જાગેરે વેરણ નણદુલી જાગે,
ઓ પેલી પાડોસણને ઘેર વલોણા વાજે—જાગોને.
જેને જેવો ભાવ હોય તેને તેવુંરે થાયે,
નરસઈયાના સ્વામી વીના રખે વાહાણલુ વાયે—જાગોને

---

## પ્રભાત ૨.

જસોદાના જીવણ ઉભા જુમનાની તીરે
મોરલી વગાડે મોહન મધુરી ધીરે— જસોદા.
પીતાંબરની પલવટ વાળી ઉર લેહેકે માળાં,
કાન બીચ કુંડળ ઝળકે દીશે રૂપાળા— જસોદા.
પરભાતે ઉઠીને ગોપી ગૌને હેરાવે,
ઓ કાનુડા ઓ કાનુડા કહિને બોલાવે— જસોદા.

આજ તો અમારી ઘેને દુધ થોડેરાં દીધાં,
રખેને શામળીએ વાહાલે દોહીને પીધાં— જસોદા.
સાંભળરે સલુણી શામા વાતલડી મારી,
તુજ સરીખી સલક્ષણી છે ગાવલડી તારી.— જસોદા.
એવા એવા વચન સુણીને ગોપી આનંદ પામી,
ભક્તવછલ ભુધરજી મળ્યા મેતા નરસઈના સ્વામી—જસોદા.

---

## પ્રભાત ૩.

ભોળીરે ભરવાડણ હરીને વેચવા ચાલી,
સોળ સહસ્ર ગોપીનો વાલો મટુકીમાં ઘાલી.—ભોળીરે
અનાથના નાથને વેચે આહીરની નારી
સેરીએ સેરીએ સાદ જ પાડે લ્યો કોઇ મોરારી—ભોળીરે
મટુકી ઉતારી માંહી મોરલી વાગી,
વ્રજનારીને સેજે જોતાં મુરછા લાગી— ભોરીરે
બ્રહ્માદીક ઈંદ્રાદીક સરખા કઉતક એ પેખે,
ચૌદ લોકના નાથને કાંઇ મટુકીમાં દેખે.— ભોરીરે
ગોવાલણીના ભાગ્યે પ્રગટયા અંતર જામી,
દાસલડાને લાડ લડાવે મેતા નરસઇનો સ્વામી.— ભોરીરે

## પ્રભાત ૪.

ઉઠ ઉતાવળો ચાલ્યને વીઠલા ગોવીંદા ગાયને વછ ધાવે;
જાગ્યને જાદવા જનુની જશોદા વદે, કાહાનકા ગણી તને
નીદ્રા આવે–ઉઠય૦
દંતધાવન કરો આળસ્ર પરહરો,
રજની તીમીર ગયું પોહોર ફાટયું;
ક્રુરને કર મળો શેનશીરાવતો, દહીંરે દામોદરા થાય ખાટું.ઉઠય૦
બારણા બહાર બળીભદ્ર ઉભા રહ્યા, જોરે વાહાલા તારી વાટ જુવે
નરસૈયાના સ્વામીનું મુખડું દીઠેરે માતનું મનડું અતીરે
મોહ્યુ--ઉઠય

---

## પ્રભાત ૫.

રાત રહે પાછલી ખટઘડી, સાધું પુરૂષને સુઇ ન રહેવું;
નિદ્રાને પરહરી સમરવા શ્રીહરી, એક તું એકતું એમ કહેવું--
જોગીયા હોય તેને જોગ સંભાળવા, ભોગીયા હોય તેને ભોગતજવા
વેદીયા હોય તેને વેદ વીચારવા, વૈશ્નવ હોય તેને કૃષ્ણ ભજવા-રા૦
સુકવી હોય તેને સદગ્રંથ બાધવા, દાતાર હોય તેને દાન કરવું;
પતિવ્રતા નારીએ કંથને પુછવું, કંથ કહે તે તો ચીત ધરવું–રા૦
આપણે આપણા ધર્મ સંભાળવા, કર્મનો મર્મ તેજો વીચારી;
નરસૈયાના સ્વામીને સ્નેહથી સમરતા, દેહનાદુઃખ દુર કીજે. રા૦

## પ્રભાત ૬.

( રણુછોડજીની સ્તુતી; પ્રભાતના રાગમાં. )

પ્રભાતના પહોરમાં દીઠા ડાકોરમાં
ઠીક ડાકોરસું મન મોહયું,
રણુછોડરાય છે ભકત નાવા જાય છે,
ગોમતી ગંગામાં અંગ ધોયુ-પ્રભાત
ગોમતી ઘાટમાં મળ્યા વાટમાં,
શેજમાં શામળે સામુ જોયું.
નરહરી નીરખીયાં પ્રેમથી પરખીયાં.
પલક એકમાં પાપ ધોયું—પ્રભાત.
દેઇવત દેખાડીયાં ચૌદ રત્ન કાઢીયાં,
કામ ધેનુ કેરૂ દુધ દોહયું,
વેદની વાતમાં સમુંદર સાથમાં,
નાગને નેતરે નીર વલોવ્યું-પ્રભાત.
બોડાણોજી લાવીયા ડંકપુરમાં ભાવીયા,
સર્વના મનમાં સુભશોયું;
સ્વામી આશારામના નવે ખંડ નામના,
શામળે ચીત્તમાં ચીત્ત પ્રોવ્યું-પ્રભાત,



## પ્રભાત ૭.

વાહાલાને જોતારે માહરી ભુખલડી ભાગી,
ઘરમાં રહીને શું કરૂં માહરી આંખલડી લાગી—વાહાલા
શામળી સુરતે મન મોહીને લીધું,
કાંઈક તો શામળીએ વહાલે કામણ કીધું—વાહાલા.
સંસારીનું સુખ હું તો તજીને બેઠી,
મધુરી મુરતી માહારે પાંજરીયે પેઠી— વાહાલા.
સોનાની સાંકળીએ મુજને બાંધીરે તાણી.
મનડાની વાતોરે પેલે મોહનીએ જાણી— વાહાલા.
તુજ મુજ વચ્ચે વાહાલા અંતર નાહી;
નરસઈના સ્વામીના લોકે કથની કથી— વાહાલા.

---

## પ્રભાત ૮.

જાગને જાદવા કૃષ્ણ ગોવાળીઆ, તુજવીના ધેનમાં કોણ જાસે;
તણુસોને સાઠ ગોવાળ ટોળે મળ્યા, વડોરે ગોવાળીઓ
કોણ થાસે—જાગ.
દહીં તણા દઇથરા ઘી તણા ગેબરા, કઢીએલા દુધ તે કોણ પીસે;
હરી મારો હાથીઓ કાલીનાગે નાથીઓ, ભુમીનો ભાર
તે કોણ લેશે—જાગ.
જુમનાને તીરે વાલો ગઉધન ચરાવતા, મધુરીશી મોરલી
કોણ વાસે—જાગ.
ભણે નરસઇઓ તારા ગુણ ગાઇ રીઝીઓ, બુડતી બોહડી
કોણ સાસે—જાગ.

# રણછોડજીના તીથીઓ

સખી પડવે પુરણ બ્રહ્મ જે કોઇ જાણેરે
ફરો રણછોડજીનો ધર્મ વેદ વખાણે રે,
સખી બીજે બોડાણોજી બોલ બોલ્યા આવોરે,
રાખશો તો રહેશે તોલ ઉપજે એવારે,
સખી ત્રીજે તુલસીજીના વંન પ્રભુજીને પ્યારારે.
હાથમાં વાવે હરીના જન સોભે સારા રે.
સખી ચોથે ચાલ્યા જાય વસમી વાટેરે,
ફદીયામાં રણછોડરાય મળવાને માટે રે.
સખી પાંચમે પળીયા પંથ તડકા તનમાંરે.
સેવા કરે હરીના જન મારા મનમાંરે.
સખી છઠે છાપા અંગ ધણીના વરીયાંરે,
રાખે ફદીયા સાથે રંગ હવે મંન હરીચાંરે
સખી સાતમે સુંદીર શામ મોહન મળીયારે,
હુંતો આવીશ તમારે ગામ ફેરા ફળીયારે,
સખી આઠમે જોડી વેહેલ બળંવત બેઠારે.
પુર્વ દેશમાં કરી શહેર પંચમાં પેઠારે,
સખી નોમે નમવા જાય આણી રાખે રે.

સેવક સુતા સાંગી માહે હરી રથ હાંકે રે,
સખી દશમે આવ્યા ડાકોર હરજી રસીયા રે.
તે ઠેકાણું ઠાકોર વ્હાલો મારો વસીયારે,
સખી એકાદશીના વ્રત ગુગળી ધેર્યોરે.
મધરાતે આવ્યા માહારાજ હેરણુ હેર્યારે,
સખી બારસે બાંધ્યા બંધ સેવકથી છાનારે.
સોનું તો સવા વાલ પુંજીમાં પામ્યારે,
સખી તેરસે ગુગળી ઘેર પાછા ફરીયારે.
મધરાતે આવ્યા મહારાજ ડાકોરમાં પેઠારે,
સખી ચઉદશે ચરણા મ્રત પ્રેમે શું પીધારે.
હરી કઠણુ થયા નંદલાલ સંદેશા કીધારે,
સખી પુનમે પુજા થાય શોભા સારીરે,
દુનીયા દરસન કરવા જાય નરને નારીરે,
સખી પંદર તીથો સાતવાર જે કોઈ ગાશેરે.
તેને મળશે દ્વારકાનો નાથ વૈકુંઠ જાસે રે,

---

આ ભજન અથવા ગમે તેનો રાગ ના બેસે તો અજવાળી ૧૪ થી અંધારી ૪ સુધી ડાકોરમાં પુછવું મંદીરમાં બેસે છે અથવા એમને ઘેર પુછવું, સરનામુ ચોપડીમાં છે.

## ઠાકોરજીને પોઢાડવા વખતે ગાણું

હાંરે તમે પોઢો સારંગ પ્રાણી
હાંરે તમારી અંખીઆ મેં નીદ ભરાણીરે તમે પોઢો
હાંરે તમને કહે કૌશલ્યા માડીરે
હાંરે જાવો ઉંઘ બગાસે આવી રે તમે પોઢો
હાંરે સીતા સતવંતી નારો
હાંરે એમણે ફુલડે શેજ બીછાવીરે તમે પોઢો
હાંરે કમરસે પટકા ખોલો
હાંરે તમે જીણા ઉપરણા ઓઢોરે તમે પોઢો
હાંરે પ્રભુ ધનુશ્ય ભાથા મેલો
હાંરે તમે ફુલના પછેડા ઓઢોરે તમે પોઢો
હાંરે લક્ષમણને આજ્ઞા ના દીજે
હાંરે પછી સુખે પલંગ સેન કીજે રે તમે પોઢો
હાંરે તમને કહે મીરાબઈ દાસી
હાંરે હું તો રહુ છુ પ્રેમની દાસીરે. તમે પોઢો

---

જય શ્રીકૃષ્ણઃ

# વ્હાલા હરિજનોને વિનંતી.

જે માણસ પ્રભુને થાળ ધરાયા વગર ખાય છે તે પાપનું ભોજન કરે છે. માટે દરેક હરીજનો ભગવાનને થાળ ધરાવીને થાળ ગાવાનો અભ્યાસ રાખો તો ઘણું સારૂ. જેના ઘરમાં સેવા ના હોય તેમણે પણ થાળ પીરસીને આપણા મોં આગળ મુકીને આ બધા થાળો લખ્યા છે તેમાંનો ગમે તે થાળ બોલીને જમવું ઘણું સારૂં છે. કદાપી કુરસદ હોય તો મોટો થાળ ગાવો. ના પુરસદ હોય તો નાનો ગાવો. પછી બે ત્રણ પ્રભુની જે બોલીને બ્રહ્માર્પણ કરવું એજ ધર્મ છે. આ પ્રમાણે ના કરે તો પાપનું ભોજન કરે છે. આવું શાસ્ત્ર કહે છે.

# બેનોને કરવાનું.

બેનોને હમેશાં વૈસ્વદેવ કરવા ના કરે તો એમના માથે પાંચ પાપ થાય છે. માટે બોલવાનો મંત્રઃ-યજ્ઞાએ નમો એમ બોલીને તાંબાના વાસણમાં અગ્નીદેવ મુકવા. પછી ઘી તથા ભાત તથા ખાંડ આ ત્રણે ભેગાં કરીને હોમ સ્વાહા કરીને પાંચ વખત બોલીને અગ્નીનારાયણને આહુતી આપવી, અને પ્રભુને અર્પણ કરવા આ પ્રમાણે .પ લાગતું નથી. અગનીનારાયણને જમાડયા સીવાય ા નહીં અથવા કોઈને આપવો નહીં.

# વ્હાલા હરીજનોને ખબરપત્ર.

૧ આ ચોપડીમાં જે ભજનો છે તે બધા ભજનો અમારે ગાવાના છે માટે જે ભજનનો રાગ ના બેસે તો મંદીરમાં ભક્ત બેસે છે તેમને પુછો. આ ચોપડી કોઈ વેપારીની નથી.

૨ પચીસ ચોપડીઓથી ઓછી ચોપડીઓ મંગાવનારની વી. પી. કરવામાં નહી આવે.

૩ પચીસથી ઓછી ચોપડીઓ મંગાવનારે દરેક ચોપડીએ એક આનાની ટીકીટ બીડવી. પોસ્ટના ખરચ માટે પાંચ ચોપડીએ એક ટીકીટ વધારે બીડવી.

## મળતી ચોપડીઓ.

૪ ભકતોની વાણીના ભાગ ૬ ૭ ભાગ તૈયાર છે.

૫ રણછોડજીમાં સહવારમાં મંગળા આરતી ગવાય છે તે આરતી તથા સણગાર આરતી તથા બીજી પણ આરતીઓ તથા થાળો તથા હોળીઓ તથા પરભાતીઆની ચોપડી જુદી છે. આ ચોપડીઓમાં ભજન છે તે જો તમારા છોકરાને તથા છોડીઓને તથા બેનોને સારા મારગે દોરવા હોય તો પ્રભુ ઉપર પ્રેમ વધે તેવા છે. ખાતરી માટે એક આનો ખરચીને પહેલો ભાગ લો. પછી બીજા લેજો.

મળવાનું ઠેકાણું:—

૧ **લવાર પરસોતમદાસ બલાખીદાસ.**

ઠે. રાયપુર ભાઉની પોળ સામે—**અમદાવાદ.**

૨ બીજું ઠેકાણું:—**રીચીરોડ લક્ષમીવીલાસ હોટલની સામે ગડીઆળી કાલીદાસ ગીરધરની દુકાને—અમદાવાદ.**

૩ ડાકોરમાં દર પુનમે રણછોડજીના મંદીરમાં ભક્તની પ[illegible] મળશે. જે ભજનનો રાગ ના બેસે તો પુછસો એ [illegible]

૪ ડાકોરમાં બુકસેલર **મુલજીભાઇ નાગેશ્વર,** ઠે. [illegible] મળશે. તથા બીજા પુસ્તક પણ મળશે.